

# તાત તણો પ્રતિબિંબ રે રસના

વર્ષ ૨ અંક ૧૨
શ્રીપાપમોચિની
એકાદશી વ્રત

ફાગણ વદ
૧૧, ૨૦૬૬



અનુક્રમણિકા



**राग नट**

जो पे श्रीवल्लभ धरते न रूप;

अर्थ श्रीभागवतको को कहि सकतो पतित परत सब कूप ।। १ ।।

अधगज वनवपु वसन न पावत नाम सुनत मृगभूप;

विष्णुदास चरणन छाया तक अकुलानो भवधूप ।। २ ।।

શ્રીગોકુલેશ પાઠશાળા





।। શ્રીગોકુલેશો જયતિ ।।

## તાત તણો પ્રતિબિંબ રે રસના

# શ્રીરસિક રસ ચરિત્ર

## નિવેદન

**શ્રીગોકુલકો નાથ, શ્રીવ્રજમૈં કરત વિહાર;**
**નિજ-જન કૌ વરન કારન, લિયૌ ભૂતલ પ્રાકટ્ય ઉપહાર. ૧**
**શ્રીગોકુલેશ હી એક નામ, જૌ સુખ દે સદા અપાર;**
**ઐસૈ સુખ સાગર શ્રીરાયજું, રાખૈ સદા શ્રીચરણ નિરાધાર. ૨**
**પુરાણ કિયો પ્રકાશ, યહ સ્વરૂપ કરૈ શ્રીવ્રજ વાસ;**
**દાસગોપાલ કે શ્રીરાયપ્રભુ, રાખૌ શ્રીચરણ પાસ નિર્ધાર. ૩**

તિલક કુંકુમનું જળથી ભીંજવીને નાસિકામૂળથી આરંભી લલાટમાં કેશ હોય ત્યાં સુધી બે દંડરૂપે છૂટું તિલક કરે તે દંડાકાર (દ્વિરેખ દંડાકાર) કહેવાય, તે શ્રીગોકુલનાથજીના સેવકો કરે છે, અને શ્રીહરિચરણાકાર તિલક બીજા વૈષ્ણવો કરે છે.

આ બન્ને શાસ્ત્રસંમ્મત છે, અને તે વિરુદ્ધ કાંઈ શ્રીગિરધરજીનાં વચનામૃત જેવા ગ્રંથોમાં લખેલું હોય તો પણ રાગદ્વેષમૂલક છે તેમ સમજવું, કારણકે શ્રીગોકુલનાથજી ન હોત તો સંપ્રદાયમાં શ્રીમાલા-તિલક ન રહેત. શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી-શ્રીગુસાંઈજી, શ્રીગોકુલનાથજી જ સંપ્રદાયની ઉન્નતિનું કારણ છે. જહાંગીર જેવા જોહુકમી બાદશાહને નમાવનાર મહાપ્રતાપી શ્રીગોકુલનાથજી ભિન્નતા કરે એ કલ્પિત વાત છે, કારણ

नासिकामूलमारभ्य द्वौ दण्डौ केशगामिनौ ।
दण्डाकारं तदेवोक्तमन्यद्धरिपदाकृतिः ।।

અર્થ :- નાસિકાના મૂળથી આરંભી બે દંડ કેશ પર્યંત કરવા આ દંડાકાર તિલક, બીજું ચરણાકાર તિલક છે. આ બન્નેના પ્રાગટ્ય માટે શ્રીવલ્લભ શ્રીમહાપ્રભુજીરૂપે અને શ્રીગોકુલનાથજીરૂપે બે વખત પ્રગટ થયા તેવી માન્યતા છે. ચરણાકારમાં ભગવાનનું શ્રીચરણ કપાળમાં ધરવું તે ભાવના છે. દંડાકાર (દ્વિરેખ દંડાકાર) શ્રીભગવાનના બન્ને શ્રીચરણના, મંદિરના, શ્રીયમુનાજીના બન્ને તટ વચ્ચે શ્રીપ્રભુની ક્રીડાસ્થલીની ભાવના છે. सकलगोपगोपीवृते

**कृपाजलधिसंश्रिते** આ યમુનાષ્ટકના શ્લોક પ્રમાણે તેમજ ચોરાશી વૈષ્ણવ વાર્તા પ્રમાણે શ્રીયમુનાજીના મધ્યમાં શ્રીપ્રભુની રાસલીલા છે. આવાં દર્શન પણ ભગવદયોને થયાં છે તેવી વાર્તા છે. શાસ્ત્ર રીત પ્રમાણે નીચે પ્રમાણે -

कामगृहमारक्तं वर्तते तस्मात्तिलकमारक्तं **वल्लभत्वाल्ललाटे द्विरेख**मित्यनेन सदाहं द्विरूप इति दर्शितम् ।।

પ્રેમ સ્વરૂપ લાલ રંગનું હોવાથી કુંકુમનું તિલક પ્રિયપણાના ભાવે બે રેખાઓથી લલાટમાં ધારણ કરવું. શ્રીપ્રભુ આજ્ઞા કરે છે : હું સદા યુગલસ્વરૂપે જ છું. આ પ્રમાણે શ્રીગોકુલનાથજીના ઘરના સેવકોએ **બે દંડના આકારવાળું તિલક** કરવું અને બીજા વૈષ્ણવોએ બાંધ્યું **પ્રભુચરણાકાર તિલક** કરવું. આ બે માન્યતા દૃઢ સશાસ્ત્ર હોવાથી ન્યૂનાધિક્તા ન માનતાં બન્ને શ્રીવલ્લભની આજ્ઞા છે તેમ માનવું.

તિલકના શાસ્ત્રીય પ્રમાણ જો આપણે અનુસંધાન કરવું હોય તો દેવીભાગવતના ૧૧.૧૫.૯૮થી ૧૦૦માં કહેલું છે કે :

एकान्तिनां प्रपन्नानां परमैकान्तिनामपि ।
अच्छिद्रपुण्यकरणे प्रत्यवायो महानयम् ।। ९८।।
ऊर्ध्वपुण्ड्रं तु यः कुर्याद् दंडाकारं सुशोभनम् ।
मध्ये छिद्रं वैष्णवश्च नमोऽन्ते केशवादिभिः ।। ९९ ।।
विमलान्यूर्ध्वपुंड्राणि सान्तरालानियो नरः ।
करोति विपुलं तत्र मन्दिरं मे करोति च ।। १०० ।।

અર્થ :- એકાન્ત ભક્ત અને દૃઢાસક્તિવાળા શ્રીપ્રભુશરણસ્થ જીવોએ છૂટું તિલક કરવું. છિદ્ર વિના તિલક કરવાથી મહાન દોષ છે. દંડાકાર શોભીતું તિલક જે મધ્યમાં છિદ્રવાળું કરે છે તે મારું સુંદર મંદિર લલાટમાં કરે છે. આ પ્રમાણે મંદિરભાવનાવાળું છૂટું બે દંડ ના આકાર વાળું તિલક છે.

વૈષ્ણવોએ તિલક વિનાનું કપાળ રાખવું નહિં. સ્નાન વગેરેથી ભૂંસાય તો ફરી કરવું. તિલક શ્રીભગવાન તરફ સ્નેહની નિશાની છે, માટે રક્ત કુંકુમનું વિશેષ શ્રેષ્ઠ છે.

ऊर्ध्वंपुंण्ड्रमृजुं शोणं दण्डाकारं शुशोभनम् ।
कौंकुमं यस्य भाले तु स वै भागवतोत्तमः ।।

(ऊर्ध्वपुण्ड्रमार्तण्ड)

અર્થ : બે દંડાકાર અગર ચરણાકાર શોભીતું સીધું રક્ત કુંકુમનું તિલક જેના લલાટે છે તે ઉત્તમ ભગવદીય છે.

ચરણાકાર તિલક શ્રીપ્રભુના શ્રીચરણકમલની ભાવના છે. રેખારૂપ દંડાકાર (શ્રીગોકુલનાથજીના વૈષ્ણવો કરે છે) તે તિલકમાં શ્રીયમુનાજીના તટની ભાવના છે, જ્યાં શ્રીકૃષ્ણચંદ્રની સર્વ ગોપીજન સહિત રાસલીલા છે; માટે પ્રભુના સેવક તરીકે આજ દંડાકાર-દ્વિરેખ તિલક લલાટે કરવું-રાખવું.





પદ્મપુરાણમાં કહેલું છે કે :

एकान्तिनो महाभागाः सर्वभूतहिते रताः ।

सांतरालं प्रकुर्वन्ति पुण्ड्रं हरिपदाकृतिः ।।

ऊर्ध्वपुण्ड्रमृजुं सौम्यं सुपार्श्वं सुमनोहरम् ।

दंडाकारं सुशोभाढ्यं मध्ये छिद्रं प्रकल्पयेत् ।।

ऊर्ध्वपुण्ड्रस्य मध्ये तु विशाले सुमनोहरे ।

सांतराले समासीनो हरिस्तत्र श्रिया सहे ।।

અર્થ :- એક નિષ્ઠાવાળા (અનન્યભાવવાળા) ઘણા ભાગ્યવાળા, પ્રાણિમાત્રના હિતમાં આનંદ માનનારાઓ શ્રીહરિચરણના આકારવાળું મધ્યમાં ખાલી જગ્યાવાળું પુણ્ડ્ર કરે છે. સીધું, સૌમ્ય, સારી બાજુવાળું, ઘણું મનોહર, દંડાકારવાળું, ઘણી શોભાવાળું (ઊર્ધ્વપુણ્ડ્ર કરવું), મધ્યમાં ખાલી જગ્યા રાખવી. વિશાલ, ઘણા મનોહર વચ્ચે ખાલી જગ્યાવાળા ઊર્ધ્વપુણ્ડ્રના મધ્યમાં તો તેમાં (ખાલી જગ્યામાં) લક્ષ્મી સાથે શ્રીહરિ રહેલા છે. એવું વચન પદ્મપુરાણનું છે. ખાલી જગ્યા વિનાનાની નિંદા કરેલી છે. સાથેજ પદ્મપુરાણમાં આગળ આવે છે કે :

निरंतरालं यः कुर्यादूर्ध्वपुण्ड्रं द्विजाधमः ।

स हि तत्र स्थितं विष्णुं श्रियं चैव व्यपोहति ।।

अच्छिद्रमूर्ध्वपुण्ड्रं तु ये कुर्वन्ति द्विजातयः ।

तेषां ललाटे तु सततं शुनः पादो न संशय ।।

અર્થ :- જે દ્વિજોમાં અધમ ખાલી જગ્યા વિનાનું ઊર્ધ્વપુણ્ડ્ર કરે તે તેમાં રહેલા વિષ્ણુને તેમજ લક્ષ્મીને દૂર કરે છે- જે દ્વિજો છિદ્રરહિત ઊર્ધ્વપુણ્ડ્ર કરે છે તેઓના લલાટમાં સદા કૂતરાનો પગ છે એમાં સંશય નથી.

વળી પદ્મપુરાણમાં એવું પણ આવે છે કે તિલક વર્તુલ, આડું, છિદ્રરહિત, નાનું, અતિ-મોટું, સાંકડું, પહોળું, વાંકું, કદ્રૂપુ, ઉપરથી બાંધેલું, છિન્નમૂલ, બગડેલું, અશુભ, લૂખું, સહેજ લાલ તેમન આંગળીથી ન કરેલું હોય તેવું, દુર્ગંધવાળું અને આરોગ્યરહિત પુણ્ડ્ર નકામું છે, એમ પદ્મપુરાણમાં છિન્નમૂલની નિંદા કરેલી હોવાથી, મૂલમાં બાંધેલું જ કરવું એમ કહેવું નહિં.

કારણકે 'મૂલ' શબ્દ લક્ષણાથી 'મૂલ જ' એવા અર્થમાં યોજાએલ છે. જેમ 'ઘન' શબ્દ 'તેના જેવાના' અર્થમાં લક્ષણાથી વપરાય છે. એમ દેખાડવા, લૌકિક વિગ્રહના વાક્યમાં 'જેવું' શબ્દ યોજાય છે, જેમકે 'ઘનના જેવું શ્યામ' વિગ્રહમાં. તેવી રીતે 'જેનું મૂલ જ છેદેલું છે' એવો સમાસ હોવાથી મૂલ જ છેદેલું ન કરવું, પરંતુ 'મૂલથી આરંભી સર્વ' (છેદેલું કરવું) એવો અર્થ છે. એમ ન હોય તો 'બે રેખાવાળું' એ શ્રુતિનો વિરોધ થાય; અને બે કરવામાં આવે નહિ તેથી (છિદ્) ધાતુનો અર્થ પણ બેસે નહિં. વળી 'છિન્નમૂલ' એટલે દંડાકાર વગેરે કર્યા પછી, ભૂંસેલા મૂલવાળું એવો અર્થ થાય છે.





વળી જેઓ મૂલમાં બાંધેલું કરે છે તેઓ તેમજ ભલે કરે; અમે તો 'લલાટમાં દંડાકાર થાય' એ શ્રીમદાચાર્યચરણની આજ્ઞાની યોગ્યતાને લીધે એ રેખાઓ જ કરીએ છીએ; કારણકે 'દંડ જેવો આકાર જેનો' એવો સમાસ કરતાં, ખાલી જગ્યા કરવામાં 'મધ્યમાં ખાલી જગ્યા કરવી', 'મધ્યમાં છિદ્ર કરવું', 'ખાલી જગ્યાવાળું કરે છે' વગેરે બીજા વચનોની અપેક્ષા રહેતી હોવાથી તે પણ (તેઓશ્રી) લખત છે.

તેથી 'બે દંડો જેવો આકાર છે જેનો' એવો સમાસ કરવાથી, બીજાં કોઇ વચનની અપેક્ષા રહેતી નથી, અને 'લલાટમાં દંડાકાર થાય' એટલાથી જ કાર્ય સરે છે તેથી એટલું જ કહેલું છે. તેથી બે રેખાઓ કરવી એ જ દંડાકાર, એવો અર્થ સિદ્ધ થાય છે. અહિં 'દંડ' શબ્દનો અર્થ 'દંડની લીંટી' થાય છે. આવી રીતે આ અર્થનો બોધ કરનારાં જ આ વચનો છે એમ જાણવું. એવી રીતે ટૂંકામાં કહેલું છે.

જે શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે કે લલાટમાં દંડાકાર (દ્વિરેખ) તિલક કરવું, તેની આ પ્રમાણે સાર્થક્તા સિદ્ધ થાય છે. ભલે ઘણાં માર્ગના આવા વચનોથી અપરિચિત હોય, તેથી દંડાકારનો વિરોધ કરતાં હોય, પણ તે તો કેવળ રાગદ્વેષમૂલક છે. તેઓએ તો સત્યને જાણવું જોઇએ. અને જો શ્રીમહાપ્રભુજીના માર્ગના છે તો તો પછી શ્રીમહાપ્રભુજીની આજ્ઞા સર્વોપરી છે. કોઇક એવું કહેતા હોય કે દંડાકાર ક્લેશ કરાવે છે.

અરે! ભલા માણસ! શ્રીમહાપ્રભુજીનો માર્ગ તો આમે તાપ-**ક્લેશ**-આર્તિનો છે. જ્યાં સુધી તાપ-ક્લેશ-આર્તિ આપણામાં ન હોય ત્યાં સુધી આ માર્ગ સુગમ નથી. તેથી અમને ભલે ક્લેશ થાય, પણ માર્ગ અમારી માટે સુગમ છે. અમે શ્રીગોકુલેશ પ્રભુના અનન્ય સેવકો શ્રીમહાપ્રભુજીની આજ્ઞાને અનુસરીએ છીએ, એટલે માર્ગમાં તાપ-ક્લેશ-આર્તિ થશે, અને શ્રીમહાપ્રભુજીની આજ્ઞાને અનુસરી માર્ગની સુગમતા પ્રાપ્ત કરીશું. અને આ તો અલૌકિક તાપ-ક્લેશ-આર્તિ છે. લૌકિકનો લેશ માત્ર નામોચ્ચાર નથી. અને એટલેજ આ દ્વિરેખ-દંડાકારને અમે કેવળ તિલક સ્વરૂપે નહિં, પરંતુ સાક્ષાત્ આચાર્યસ્વરૂપવત્ જાણી ધારણ કરીએ છીએ. શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુએ શ્રીમાલા-તિલકની રક્ષા કરી છે અને આપણે શ્રીગોકુલેશ પ્રભુના અનન્ય સેવકો છીએ, તેથી આપણો કર્તવ્ય બને છે કે આપણે પણ શ્રીમાલા-તિલકને ધારણ કરીએ.

*એક દિવસ શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ પોતાની શ્રીબેઠકે બિરાજમાન છે; આપશ્રી એક પ્રસંગ સર્વ અનન્યજનોને આજ્ઞા કરે છે: આગરે તે એક વિસનગરકો બ્રાહ્મણ ઘર જાત હતો. સો એકને કહ્યો જે તુ ઘરકું ચલત હે તો મેરે ઘર ખરચકુ દીજીયો. તબ ઉને સો મોહોત માટીકે ગોલેમેં ઘાલ કે દી. એક પેંડે ચલ્યો જાત હે. સો ગીરણાં (છાણાં) વીણત ઓ ગોલા ગીરાયો. ઘર જાય કે અપને ઘરતે સો મોહોર લે કે તેસોઇ ગોલા કરિકે દીયો. જે તુમ્હારે પઠ્યો હે ખરચકું. પાછે ઓ જબ ઇહાં તે ચલ્યો, તબ ઉપલા વીણગ ચલ્યો. સો ઓ ગોલા પર ગાયને ગોબર કીયો હતો. ઓ ઉપલા ઉનકે હાથ આયો. તબ દેખે તો ઉપલા ભરી જો ફોડી દેખે તો અપુનો ગોલા. તબ વિચાર્યો જે ગીરાયો ગયો હે. ઘર આયકે પુછો જે ઉને તોકુ ખરચ દીયો. તબ કહ્યો જે હાં દીયો. પાછે ઉનકું જાય કે પુછ્યો જે તેરે હાથ પઠયો હતો સો તે કાહા દીનો? તબ કહ્યો જે ઓ તો મે તબ હી દીયો. તબ કહ્યો જે તેં કાંહાં તે દીયો. મેરો ગોલા તો એહ. તબ કહ્યો જે કાહા કરૂં જો ગયો કયુ તો કોઉ માંને નાહીં. પાછે ઘરતે દીઓ. કોઉ કોઉ એસે હો તહે (રત્નકોષ).*





સમજ :- બ્રાહ્મણની વ્યાખ્યા મહાભારતમાં નીચે મુજબ આપી છે. 'જન્મ, સંસ્કાર, વિદ્વત્તા કે સંતતિ એ કંઇ દ્વિજત્વનાં કારણ નથી પણ શુદ્ધ ચારિત્ર્ય જ કારણ છે'. ૧૦.૧૪૩.૫૨. વળી ઈશાવાસ્યોપનિષદ્‌ના પ્રથમ મંત્રમાં કહ્યું છે કે 'હરિઃ ૐ, જગતમાં જે કંઇ જીવન છે તે આ બધું ઈશ્વરે વસાવેલું છે, તેથી તેને નામે ત્યાગીને તુ જે આવી મળે તે ભોગવતો જા. કોઈના પણ ધન વિષે વાસના રાખીશ મા'. ઉપરના બે શાસ્ત્રના શ્લોકોમાં બ્રાહ્મણનું સ્વરૂપ સમજાવ્યું છે તેના કરતાં વિશેષ શ્રીગોકુલેશજીએ બ્રાહ્મણનું સ્વરૂફ સમજાવ્યું છે, કે જે બ્રાહ્મણ પારકાના ધન વિષે વાસના રાખતો નથિ એટલું જ નહિં પણ પોતાના ધનમાં પણ તેને વાસના હોતી નથી.

શ્રીમહાપ્રભુજીનો પ્રાગટ્યોત્સવ ને હવે થોડાજ દિવસ રહ્યાં છે. અને સૌ શ્રીવલ્લભીયજનોમાં આનન્દ અને ઉત્સાહ વધી રહ્યોં છે. સાથેજ અમારો પણ ઉત્સાહ વધી રહ્યોં છે, કારણકે શ્રીગોકુલેશ પાઠશાળા ૩ વર્ષ પૂર્ણ કરી ચોથા વર્ષમાં પ્રવેશ કરશે અને તેના અંતર્ગત તાત તણો પ્રતિબિંબ રે રસનાનાં પણ ૨ વર્ષ પૂર્ણ કરી ત્રીજા વર્ષમાં પ્રવેશ કરે છે. આજનો અંક બીજા વર્ષનો છેલ્લો અંક છે. સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવકજનોને આવનાર ઉત્સવની અનેકાનેક વધાઇ પાઠવીએ છીએ.

**राग नट** :- जो पें श्रीवल्लभ प्रकट न होते; भूतल विष्णु स्वामिपथ श्रृंगार शास्त्र सब रोते ।। १ ।। प्रेमस्वरूप प्रगट पुरुषोत्तम विनपाये केसे जोते ; सेवाकाज लाल गिरिधरकी कुसुमदास केंसे पोते ।। २ ।। कर आसरो रहे जे निजजन ते भवपार क्यों होते; सगुनदास सिद्धांत विना यह उरके कपाट कैसे खोते ।। ३ ।।

**राग गोरी** :- श्रीलक्ष्मणनंदन जै जै जै; भक्तहेत प्रकटे पुरुषोत्तम मनवाञ्छित फल निजजन दे ।। १ ।। शुकमुखद्रवित सुधारस मथके गूढभाव दशविध कर लै; मायावाद करीन्द्रदर्प दल दैवी जीवन दान अभै ।। २ ।। परिक्रमा मिस परसि पूतकृत भूतल तीरथराज सबैं; बसो निरंतर मेरे जियमें दासगोपाल पद्मांबुज ।। ३ ।।

**राग गोरी** :- नातर लीला होती जूनी। जोपें श्रीवल्लभप्रभु प्रकट नहोते वसुधा रहेती सूनी ।। १ ।। दिनदिन प्रति नई नई छबि राजत ज्यों कुंदनबीच चूनी । सगुणदास यह घरको सेवक यश गावत जाको मुनि ।। २ ।।

---

સાભાર : -

શ્રીગોકુલેશ ધોળપદ માધુરી, સેવા સર્વસ્વ, તિલક નિર્ણય, શ્રીગોકુલેશ સુબોધ વાર્તા સુધામાંથી સાભાર

ભાવત્કઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







II શ્રીગોકુલેશો જયતિ II

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ ફાગણ વદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ ચૈત્ર સુદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

માર્ચ ૧૧, ૨૦૧૦ થી માર્ચ ૨૫,૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧ - ફાગણ વદ | ગુરૂ | માર્ચ-૧૧ | શ્રીપાપમોચિની એકાદશી વ્રત। |
| ૧૨ | શુક્ર | ૧૨ | |
| ૧૩ | શનિ | ૧૩ | |
| ૧૪ | રવિ | ૧૪ | |
| ૩૦ | સોમ | ૧૫ | સોમવતિ અમાસ। વિક્રમ સંવત્ વ્રજ ૨૦૬૬ સમ્પુર્ણ।<br>**વર્ષ: સમ્પૂર્ણતાં યાતિ-ચાયાતિ નવ્યવત્સર: ।**<br>**શ્રીવાલ્લભપથે ભૂયાદ્ ભૂય: શ્રેય: દિને દિને ।।** |
| ૧ - ચૈત્ર સુદ | મંગળ | ૧૬ | **નવ સંવત્સરોત્સવ**। વ્રજ-નૂતન વર્ષ સં.૨૦૬૭નો શુભારંભ। પ્રભવ ઇત્યાદિ ૬૦ સંવત્સર 'શોભન' નામના સંવત્સરનો પ્રારંભ।<br>આ નામોલ્લેખ વર્ષ પર્યન્ત સંકલ્પ કરતા સમય કરવું।<br>સંવત્સરોત્સવનો ક્રમ પ્રાતઃકાલથી પ્રારંભ થાય. |
| ૨ | બુધ | ૧૭ | |
| ૩ | ગુરૂ | ૧૮ | |
| ૪ | શુક્ર | ૧૯ | |
| ૫ | શનિ | ૨૦ | |
| ૬ | રવિ | ૨૧ | **ષષ્ઠ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીયદુનાથજીનો પ્રાગટ્યોત્સવ (સં.૧૬૧૫)** |
| ૭ | સોમ | ૨૨ | |
| ૮ | મંગળ | ૨૩ | |
| ૯ | બુધ | ૨૪ | **શ્રીરામ નવમી (પુનર્વસુ નક્ષત્ર સંયુતા) મધ્યાહ્ન ૧૨.૦૨ ઉપરાન્ત. શ્રીચતુર્થ પીઠાન્તર્ગત શ્રીઆચાર્ય ગૃહરૂપ શ્રીગોકુલનાથજીના મંદિરમાં શ્રીપ્રભુને પંચામૃતના સમય કુલગત શ્રીપુરાણી સંકલ્પ કરાવે તથા સુવર્ણધર્માનુવાક્ એવં પુરુષસૂક્તનો પાઠ કરે।** |
| ૧૦ | ગુરૂ | ૨૫ | પ્રાતઃ ૧૦.૪૦થી ગુરૂ પુષ્યામૃત યોગ। |

**આ લોકના અર્થ માટે પણ ભગવાનની જ સેવા કરવી.**

(શ્રીસુબોધિનીજી ૩.૨૪.૩૨)

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટિપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*





II શ્રીગોકુલેશો જયતિ II

# શ્રીરસિક રસ ચરિત્ર

## અડેલથી ગઢા

...ગતાંકથી આગળ

**રથોત્સવ:**

ઉપનયનસંસ્કાર કર્યા પછી શ્રીગોકુલેશ પ્રભુનો વિદ્યાભ્યાસ ચાલતો હતો એ સમયમાં એટલે કે સં. ૧૬૧૬ના માઘ વદિ ૧૩ના રોજ શ્રીગોકુલેશ પ્રભુચરણ સિવાય શ્રીગુસાંઈજી, શ્રીગિરધરજી, શ્રીશોભાજી તથા શ્રીરુક્મિણીજી વગેરે કુટુંબીજનો સાથે શ્રીજગન્નાથરાયજીની યાત્રાએ પધાર્યા. ત્યાં એઓ પાંચ માસ રહ્યા એ દરમ્યાન એઓએ શ્રીજગન્નાથજીનો રથયાત્રા (અષાઢ સુદિ ૨)નો ઉત્સવ જોયો. એવો જ ઉત્સવ ઘેર આવી અડેલમાં કરવાનો નિશ્ચય કર્યો.

જ્યારે એઓ શ્રીજગન્નાથરાયજી પધાર્યા ત્યારે અડેલનો રાશા નામનો સુતાર એમની સાથે હતો એણે શ્રીજગન્નાથરાયજીનો રથ તથા એના સાજનું બારીક અવલોકન કર્યું હતુ તેથી અડેલમાં પધારી શ્રીગુસાંઈજીએ પોતાના રથોત્સવનો મનોરથ સિદ્ધ કરવા એ સુથારને શ્રીજગન્નાથરાયજીના રથ જેવો એક સુંદર રથ તૈયાર કરવાની આજ્ઞા આપી. રથ તૈયાર થયો એટલે શ્રીગુસાંઈજીએ એને નાના પ્રકારના સુશોભિત સાજથી શણગારી એમાં શ્રીગોકુલેશ પ્રભુને પધરાવ્યા અને પછી એ રથ આખા ગામમાં ફેરવ્યો. બીજે વર્ષે આ રથોત્સવનો મનોરથ ગઢામાં કર્યો, પણ ત્યાર પછી જ્યારે શ્રીગુસાંઈજી મથુરા પધાર્યા ત્યારથી મ્લેચ્છ લોકોના ઉપદ્રવને લીધે આ ઉત્સવ કરવાનું તથા આખા ગામમાં રથ ફેરવવાનું બંધ રાખવામાં આવ્યું.

આ પ્રમાણે શ્રીગોકુલેશજી દશ વર્ષના થયાં ત્યાં સુધી અડેલમાં બિરાજી સ્વજનોને બાલ, કૌમાર તથા પૌંગડ લીલાનો અનુભવ કરાવ્યો. ત્યાર પછી કિશોર વયમાં આવતાં શ્રીગોકુલેશજીએ એ લીલાનાં અધિકારી ગઢાનાં રાણી દુર્ગાવતી પાસે પધારવાનો વિચાર કર્યો. વાહ! જ્યારે અન્ય ભક્તજનો શ્રીગોકુલેશજીની કૃપા અર્થે શ્રીગોકુલેશ પ્રભુ પાસે પ્રયત્નપૂર્વક આવતા ત્યારે રાણી દુર્ગાવતીના શરણાગતી અર્થે શ્રીગોકુલેશજીએ પોતે ત્યાં પધારવા વિચાર કર્યો તો એ રાણીનાં ભાગ્યનું શું કહેવું? પોતાની ઈચ્છા હોવા છતાં અડેલથી પધારવાનું કોઇ પણ લૌકિક નિમિત્ત હોવું જોઈએ તેથી શ્રીગોકુલેશજીએ નીચેનું નિમિત્ત ઉત્પન્ન કર્યું.

**સને ૧૫૬૧માં દિલ્હીનું રાજ્ય** :-

આપણે જે સમયની વાત કરીએ છીએ (સને ૧૫૬૧ જ્યારે શ્રીગોકુલેશજીએ ગઢે જવાની ઈચ્છા કરી) તે એ સમય હતો જ્યારે મુગલોનું આક્રમણ હિન્દુઓ પ્રત્યે વધી રહ્યું હતું. તેથી સં.૧૬૧૭માં દેશનો કબજો લેવા અકબરનું લશ્કર અડેલ પર ચડી આવ્યું અને ગામ ભાગ્યું. આ બનાવનું ભવિષ્ય શ્રીગુસાંઈજીએ બુધનો પીળો તારો ઊગેલો

બતાવી અગાઉથી ભાખ્યું હતુ અને તેથી અડેલ છોડવા નિશ્ચય કર્યો. શ્રીગોકુલેશજીએ રાણી દુર્ગાવતીના હિતાર્થે ગઢે પધારવાનું જ હતું. પણ નિમિત્ત જોઈતું હતુ એ આ પ્રમાણે પ્રાપ્ત કર્યું.

**અડેલથી ભાગવાનું :-**

લશ્કર આવતાં અડેલનો અધિકારી સામો થયો, પણ હાર્યો એટલે ગામમાં ભંગાણ પડ્યું અને સર્વ કોઇ જેમ ફાવ્યું તેમ નાઠા. આ સમયે શ્રીગોકુલેશ પ્રભુ પણ કરમાં ગડુવો લઇ, શ્રીબાલકૃષ્ણજી તથા શ્રીરઘુનાથજીને સાતે લઇ એક સામાન્ય મનુષ્યની માફક ત્યાંથી નાઠા અને પોતાનું લોકવત્ પ્રાગટ્ય સિદ્ધ કર્યું. આ સમયે શ્રીરઘોનાથજી ઘણા નાના હતા તથા શ્રીબાલકૃષ્ણનું અંગ ઘણું કોમળ હતું તેથી એ બન્ને ભાઇઓ ચાલી શક્તા નહિં. શ્રીબાલકૃષ્ણજી પાસે જોડા નહોતા તેથી શ્રીગોકુલેશજીએ એમને પોતાના જોડા કાઢીને આપ્યા અને છેવટે ઘણું દુ:ખ વેઠી ત્રણે બંધુ અડેલથી ૩ ગાઉ પર એક ગામ હતું ત્યાં આવી પહોંચ્યા.

ત્યાંની શાળામાં એઓએ મુકા કર્યો. આ પ્રમાણે શ્રીગોકુલેશજીએ પોતાના જોડા આપી ભ્રાતૃભાવ બતાવ્યો તથા પોતે ઉઘાડા પગે ચાલી પૃથ્વીનો તાપ નિવાર્યા. પછી મધ્યાહ્ન થયે સર્વ કૂવા પર સ્નાન માટે ગયા. જલ કાઢી ન્હાહી શ્રીગોકુલેશ પ્રભુએ ધોતી પહેરી અને કોરું વસ્ત્ર પાસે નહિં હોવાથી એક ધોતી સુકાઇ ત્યાં સુધી ભીની પહેરી. પછી શ્રીબાલકૃષ્ણજીને ભૂખ લાગી હતી એટલે શ્રીગોકુલેશ પ્રભુએ એક ક્ષત્રાણી વૈષ્ણવ પાસેથી દાળ લઇ, ભીંજાવી તેમને લેવડાવી તથા શ્રીગોકુલેશજીએ પણ લીધી.

એટલામાં શ્રીગુસાંઇજીનું મોકલેલું બીડું આવી પહોંચ્યું, કારણકે શ્રીગોકુલેશજીને બીડાનો ખાસ શોખ હતો. પછી રાત્રિ થતાં શ્રીગુસાંઇજી તથા અન્ય સર્વ કુટુંબીજનો આવી પહોંચ્યાં અને સર્વેએ હળીમળી ભોજન કર્યું. પછી બીજે દિવસે એક સ્થળ રાખી કેટલાક દિવસ એ સ્થળમાં શ્રીગોકુલેશજી બિરાજ્યાં.

ત્યાંહાં જેસું બોલ્યાં રાજ, તેનાં સરિયાં સઘલાં કાજ.

**મહુડાં :-**

એવામાં થોડા દિવસ પછી ઇચ્છા થતાં શ્રીગુસાંઇજી કુટુંબ સહિત આગળ ચાલ્યાં. માર્ગમાં શ્રીગોકુલેશજી માતાજીની સુખપાલમાં બિરાજતા હતા એ સુખપાલના ભોઇ લોકો માર્ગમાંથી મહુડાં વીણીને ખાતા હતા. એ જોઇ શ્રીગોકુલેશજીએ એમને મહુડાંના સ્વાદ વિશે પુછ્યું ત્યારે એઓએ કહ્યું કે એ એવાં સરસ છે કે એનું વર્ણન થઇ શકે નહિં. આ ઉપરથી શ્રીગોકુલેશજીએ માતાજી પાસે મહુડાં ખાવાની રજા માંગી. માતાજીએ ઇચ્છા મુજબ વર્તવાની રજા આપી એટલે શ્રીગોકુલેશજીએ સુખપાલમાંથી ઊતરી એક મહુડું શ્રીમુખમાં ધર્યું, પણ દાંત વડે દાબતાં જ જીવ કાંપ્યો એટલે મોંમાંથી તરત જ ફેંકી દીધું. આટલા માત્રથી જ શ્રીગોકુલેશજીનું માથું ફરી ગયું અને કેટલાક ઉપચાર કર્યા પછી શાંતિ થઇ. આ દ્વારા શ્રીગોકુલેશજીએ સ્વજનોને શિક્ષા આપી કે :

એવી સામગ્રી વિન જાણી, પ્રભુ આગળ ધરીએ નવ આણી.

દેખીતે સુંદર ભાવે, પણ ગુણ વિન કાજ નવ આવે.

**સ્વરૂપપ્રભાવ :**

આગળ ચાલતાં માર્ગમાં નદી આવી એ એટલી પૂર જોસમાં વહેતી હતી કે જોઈને જે બીક લાગે છે. શ્રીગોકુલેશજીની નજર આગળ જ એક સોદાગરનો ઘોડો તણાયો હતો અને એ રડતો હતો. આટલું છતાં કૃપાબળથી શ્રીગોકુલેશજીનો સર્વ સાથ તરીને પાર ઊતર્યો. વિશ્વતારકે સર્વને તાર્યા. સામે પાર જઈ, શુભ પુલિન જોઈ માતાજીએ રસોઈ કરી એટલે શ્રીગોકુલેશજીએ સર્વ સાથે બીરાજી ભોજન કર્યું.

ત્યાંથી એક કોશ ટીકડી ગામ હતું ત્યાં રાત્રે રહ્યાં. અત્રે ના લોક ઘણા દુરાચારી હતા. કોઈ પ્રવાસી ત્યાં રાતવાસો રહી શક્તો નહિં, પણ શ્રીગોકુલેશજીના સાથને કોઈ કાંઈ બોલી શક્યું જ નહિં, એ જ સ્વરૂપનું ઐશ્વર્ય. શ્રીગોકુલેશજીનાં દર્શન થતાં જ સૌને એમ જ લાગ્યું કે એ સાક્ષાત્ પરમેશ્વર પધાર્યા છે અને તેથી એઓને તો ઊલ્ટું એમ લાગ્યું કે શ્રીગોકુલેશજી અત્રે વધુ વખત ટકે તો સારું. આવા દુષ્ટોને પણ સ્વરૂપપ્રભાવે આવા ઉત્તમ ભાવ પ્રગટ થયા પછી અત્રે સ્નાનાદિક ક્લેવો કરી શ્રીગોકુલેશપ્રભુએ આગળ પ્રયાણ કર્યું.

થોડેક દૂર ગયા એટલે શ્રીગિરધરજીને અસ્વાસ્થ્ય થયું તેથી જોડેના ગામમાં જઈ મુકામ કરવા વિચાર કર્યો. એ વખતે વરસાદ વરસતો હતો તેથી કોઈ બ્રાહ્મણને ત્યાં જવા ધાર્યું. શ્રીગુસાંઈજીએ એક સેવકને ઉતારાની તપાસ કરવા ગામમાં મોકલ્યો. સેવકને તપાસ કરતાં માલૂમ પડ્યું કે ગામમાં કોઈ સારો ગૃહસ્થ બ્રાહ્મણ નથી. એક નામનો બ્રાહ્મણ મળી આવ્યો. એ ખેતી કરતો હતો. સેવકે શ્રીગુસાંઈજીને સર્વ હકીકત જણાવી એ સાંભળી શ્રીગુસાંઈજીએ ત્યાં જવાનું ધાર્યું. શ્રીગુસાંઈજીએ કહ્યું કે જો નામનો પણ બ્રાહ્મણ છે તો બીજાને ત્યાં શા માટે ઊતરવું ? આ પ્રમાણે શ્રીગોકુલેશ પ્રભુએ સ્વેચ્છાથી એ બ્રાહ્મણને ત્યાં પધાર્યા ને એનું દરિદ્ર છેદી એનો ઉદ્ધાર કર્યો, અસ્વાસ્થ્ય એ તો કેવળ નિમિત્ત હતું.

**ખરીક ને બાંધેગઢ :-**

પછી ત્યાંથી વિજય કરી શ્રીગોકુલેશ પ્રભુચરણ આગળ પધાર્યા. માર્ગમાં વાદળાંનો અંધકાર છવાઈ ગયો, ગર્જના થવા લાગી અને પવન જોરથી ફૂંકાવા લાગ્યો. વળી આ સમયે પક્ષીઓ મધુર સ્વરે ગાવા લાગ્યાં. મેઘધનુષ્ય શોભી રહ્યું હતું અને નવપલ્લવ ધરણી જોઈ શ્રીગોકુલેશ પ્રભુનું મન પણ લોભાય એવી શોભા સહિત શ્રીગોકુલેશજી સર્વ સમાજ સાથે ધીમે ધીમે આનંદમાં આગળ ચાલ્યાં અને ખરીકમાં આવી મુકામ કર્યો. ત્યાં અઢી માસ બિરાજી, અનેક દૈવી જીવોને શરણે લઈ શ્રીગુસાંઈજીએ પરિવાર સહિત બાંધેગઢ પધાર્યા અને ત્યાંના દૈવી જીવોના સંતાપ હર્યા.

સંતાપ અલૌકિક ધર્મ, જેનો તે નવ જાણે મર્મ.
લૌકિક માંહે પરવરિયાં, લૌકિક બુદ્ધે આવરિયાં.
તે અલૌકિકનું શું જાણે, પરિતાપ ક્યાંથી પ્રમાણે.
તે આરત મન માંહાં આણી, ઉપકાર કરે મન જાણી.
એવા મહાપરમ દયાલ, સ્વતઃથી કરે સંભાલ.

..ક્રમશઃ





# શ્રીગોકુલેશ વાક્સુધા

## ।। श्रीसर्वोत्तमस्तोत्रम् ।।

## ।। શ્રીગોકુલનાથજીની ટીકા સહિત ।।

...ગતાંકથી આગળ

ગયાં અંકમાં આપણે શ્રીગુસાંઈજી પ્રગટિત શ્રીમહાપ્રભુજીનું સોલમું નામ **महाकारुणिको**[९६] વિષે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્ ભાગવતમાં જો આપણે અનુસંધાન કરવું હોય તો આપણે અંગીકૃતૌ સમર્યાદોને દશમ્ સ્કંધમાં અલગ અલગ જગ્યાએ આ નામની પ્રતિતી થાય. **कृष्ण कृष्ण महावीर्य (१०.१९.९), इषीकाटवीं निविविशु: (१०.१९.२), ततश्च तेऽक्षीण्युन्मील्य पुनर्भांडीरमापिता: (१०.१९.१३), क्षयकृद्वनौकसाम् (१०.१९.७), सहरामो जनार्दन: (१०.१९.१५)**

શ્રીગુસાંઈજી પ્રગટિત આ અલૌકિક નામોને સમજવું હોય તો શ્રીમદ્ ભાગવતના પ્રસંગોનું અનુસંધાન રાખવું જરૂરી છે. ગયા વખતે આપણે જે શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ સમજવાનો પ્રયાસ કર્યો, આપશ્રી જે જીવોને અંગીકાર કર્યા છે તે ભક્તિમાર્ગની મર્યાદાની સાથે અંગીકાર કર્યાં છે, કારણકે શ્રીમહાપ્રભુજી કૃપાના નિધિ છે-ખજાના છે. એવા શ્રીમહાપ્રભુજી છે, તેથી શ્રીગુસાંઈજીએ શ્રીમહાપ્રભુજીનું સોલમું નામ **महाकारुणिको**[९६] પ્રગટ કર્યું.

હવે આપણે ગયા વખતે જોયું કે શ્રીઆચાર્યજી શરણે આવેલા જીવોને માટે કૃપાના નિધિ છે, કારણકે જીવ દોષથી ભરેલો હોવા છતાં આપશ્રીની કૃપાના કારણેજ નિર્દોષતા પામી અને આ માર્ગમાં અંગીકાર થયાં છે. તેથી શ્રીમહાપ્રભુજી કૃપાના નિધિ-ખજાનો છે. જે ક્યારેય ખૂટે નહિં. જેટલા વૈષ્ણવાચાર્યો છે તેમણે પોતાના સેવકોને મર્યાદાભક્તિના ઉપદેશ વડે મુક્તિનું દાન કર્યું. તેથી તેઓ બધા કારૂણિક દયાશિલ કહેવાય, તે પ્રકારે જો શ્રીમહાપ્રભુજી આપ પણ દાન કરતાં તો તેઓની જેમ આપ પણ કારૂણિક કહેવાતા. પરંતુ આપ તો મુક્તિથી પણ અધિક સાક્ષાત્ પુષ્ટિભક્તિમાર્ગ સાથે સંબંધ કરાવે છે તેથી મહાકારૂણિક કહ્યાં છે.

હવે કોઈક શંકા કરે છે કે પુષ્ટિમાર્ગનું ફલ સિદ્ધ કરી આપવાવાળા હજુ સુધી નથી કોઈ જોયા કે નથી સાંભળ્યાં. તો આવું ફલદાન આપ કેવી રીતે કરી શકે છે? ત્યાં આવી શંકાનું સમાધાન કરવા માટે શ્રીગુસાંઈજી હવે શ્રીમહાપ્રભુજીનું ૧૭મું નામ પ્રગટ કરે છે, અને આજ્ઞા કરે છે કે : **विभु:**[९७] શ્રીમહાપ્રભુજી, આપશ્રીની વંદના તો વિભૂતિઓ કરે છે.

**अङ्गीकृत्यैव गोपीश-वल्लभी-कृत-मानव:**[९४] ।।

**अङ्गीकृतौ समर्यादो**[९५] **महाकारुणिको**[९६] **विभु:**[९७] ।। १० ।।





ભાવાર્થ :- [૧૪]શ્રીમહાપ્રભુજી જીવોને અંગીકાર માત્રથી સાક્ષાત્ શ્રીઠાકોરજીને પ્રિય બનાવ્યાં છે એવા આપ છો, [૧૫]ભક્તિમાર્ગની મર્યાદા સાથે અંગીકાર કરવાવાળા એવા છો, [૧૬]આપ કૃપાના નિધિ હોવાના કારણે અત્યંત કરૂણાવાન છો, [૧૭]અને આપશ્રીની વંદના વિભુતિઓ કરે છે.

**विभुः[१७] :-** આપશ્રીની (શ્રીમહાપ્રભુજી) વંદના વિભુતિઓ કરે છે.

**રાગ : રામગિરિ-દેવગંધાર**

વિભુ તુમ અબકૈ મોહિ ઉદ્ધારૌ ||
અતિ હિ સમર્થ સ્રવન સુનિયત હૈ શ્રીવલ્લભ નામ તિહારૌ ||૧||
ઉધરે અધમ અનેક સાધન બિનુ અપને જિય વિચારૌ ||
કોટિ જન્મકૌ મહા અપરાધી મેરે ઔગુન સબૈ બિસારૌ ||૨||
નિ:સાધન હોં રંક જાનિ જિય દુસ્તર ભવસાગર તારૌ ||
વિનતિ સુનહું રંક 'ગોવિંદ' કી અપની પ્રતિજ્ઞા પારૌ ||૩||

શ્રીમહાપ્રભુજી આપશ્રીની વંદના તો વિભુતિઓ કરે છે, એથી આપ **विभुः[१७]** છો.

**મૂળ ટીકાનો ભાવાર્થ** :- મર્યાદામાર્ગના ફલથી અધિક ભક્તિમાર્ગનું ફલ પ્રાપ્ત કરાવનાર હોવાથી (આચાર્યશ્રીને) મહાકારૂણિક કહ્યાં, છતાં પણ અત્યાર સુધી કોઇ પણ આવું ફલ પ્રાપ્ત કરનાર છે, એમ ક્યાંય પણ જોવામાં અથવા સાંભળવામાં આવ્યું નથી, તેથી (આચાર્યશ્રી) મહાકારૂણિક હોય તો પણ તેઓશ્રી જ આ ફલ પ્રાપ્ત કરાવનાર હોવાનું કેમ હોઇ શકે ?

એવી શંકા દૂર કરવા 'વિભુ' એ (નામ) કહેલું છે. વિભુ એટલે સર્વ કરવાની શક્તિવાળા. આથી 'અત્યાર સુધી' એમ જે તેં અયોગ્યતા કહી તે પણ દૂર થાય છે. તે (વિષય)માં નીચે પ્રમાણે તર્ક છે. જોકે પહેલાં ભક્તિમાર્ગના ઘણાએ આચાર્યો થયા, છતાં પણ 'ભક્તિયોગ ઘણા પ્રકારનો છે' એ શ્રીભાગવતના (વચન) પ્રમાણે તેઓ જૂદા જૂદા માર્ગના સાધન અને ફલના ભેદથી જૂદા જૂદા માર્ગના સાધન અને ફલમાં જ તત્પર રહેનાર હતા, પરંતુ નથી તેનું દાન કરવાની શક્તિ હોવાનો તો સંભવ જ ક્યાંથી ? એમ આચાર્યશ્રીમાં સર્વથી અધિક સામર્થ્ય હોવાનું જણાવવા 'વિભુ' (શક્તિવાળા) એ (નામ) કહેલું છે. ૧૭.

**સરળ સમજૂતિ** :- શ્રીમહાપ્રભુજીએ પદ્મારાવલ આદિને ઈશ્વરરૂફમાં દર્શન આપવા પદ્મારાવલ, માવજી પટેલ, અને વિરજોને શ્રીરણછોડરાયજીના સ્વરૂપમાં આસક્તિ હોવાથી આપશ્રીએ શ્રીરણછોડરાયજીનું સ્વરૂપ ધારણ કરી તેઓને દર્શન આપી શરણે લીધાં.

મહારાસમાં ભગવાને જેટલા ગોપીજનો હતાં, તેટલા સ્વરૂપો ધારણ કર્યા તે પ્રમાણે વડનગરમાં આપશ્રી જ્યારે પધાર્યા ત્યાંના બ્રાહ્મણોમાં શરણે આવવાની સ્પર્ધા જાગી, અને દરેકે પોતાને પહેલાં એવા આગ્રહને કારણે આપશ્રીએ જેટલા બ્રાહ્મણો હતા તેટલા સ્વરૂપ ધારણ કરી એક સમયાવચ્છિન્ન દરેકને શરણે લીધા.

આપશ્રી દક્ષિણયાત્રામાં વરદરાયજીના દર્શનાર્થે પધાર્યા હતા, પરંતુ સીડીના પગથીયાઓમાં જયદેવજીની અષ્ટપદીઓ લખેલી હોવાથી અને અષ્ટપદીઓ ભગવત્સ્વરૂપ હોવાથી આપશ્રી ઉપર ન પધાર્યા. શ્રીવરદરાયજી શ્રીઆચાર્યજીના દર્શન કરવાની અભિલાષા થવાથી શ્રીવરદરાયજી નીચે પધાર્યા અને શ્રીઆચાર્યજીના દર્શન થયા.

**શ્રીમહાપ્રભુજી ! વિભુતિઓ આપને વંદન કરે છે એવા विभुः[૭૭] છો.**

ક્રમશઃ

સંયોજનઃ- જિન શ્રીવલ્લભરૂપ ન જાન્યો, શ્રીગોકુલેશ વાક્ સુધામાંથી સાભાર



# શ્રીગોકુલનાથજીકે ચોબિસ વચનામૃત

## ૨૧. દીનતા

અબ ઔરહું શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ વૈષ્ણવસો આજ્ઞા કરત હૈ - ઈકીસમો વચનામૃત કહત હે જો ! વૈષ્ણવ કબહું સંજોગ કો સ્મરણ કરિકે રહે. આનંદ ન પાવે. કબહુ વિરહ કરીકે અત્યંત દીન ભાવકો પ્રાપ્ત હોય. યહ દૈન્યતા પરમ ફલરૂપ હે દૈન્યતાતે હરિ સંતોષ. તાતે શ્રીઠાકોરજી અત્યંત પ્રસન્ન હોત હૈ. જબ નિઃસાધન હોય તબ યહ વિચારે.

चित्तेन दुष्टो वचसापि दुष्टः

कायेन दुष्टः क्रिययापि दुष्टः ।।

ज्ञानेन दुष्टो भजनेन दुष्टो

ममापराधः कतिधा विचार्यः ।।

શ્રીગુસાંઈજીનો બનાવેલો આ શ્લોક છે તેનો અર્થ :- ચિત્તેય દુષ્ટ વચનેય દુષ્ટ દેહે ય દુષ્ટ કરમે ય દુષ્ટ; જ્ઞાને ય દુષ્ટ ભજને ય દુષ્ટ શું ય વિચારો અપરાધ મારા..

યાં ભાંતિ અપુનકો વિચારે. સાધનમેં હીન જાની મનમેં પ્રભુકો દાસભાવ રાખે. ઓર અપને સ્વરૂપકો વારંવાર વિચારનો. જો મેં કોન ગિનતીમેં હું ? એસે તો અનેક પ્રકારકી ક્રીડા હે તિનમેં મે હૂં. ઓર મેરી દેહ મલમૂત્રસો ભરી હે. ઓર જીતની વસ્તુ સબ ખોટી કહી હે સો મેરી દેહમેં ભરી હે. ઓર કો મેં કહા દેખું ? હાડ, માંસ, ચર્મ, થૂંકકી ભરી હે, અનેક દ્વાર કરિકે મલ વહત હૈ. એસો જો મેં મહા દુષ્ટ અજ્ઞાની કામ ક્રોધ મદ મત્સરતા ઈર્ષ્યાસો ભર્યો હૂં, ઓર મોહ રૂપી વ્યારીસો-બેડીસો સંસારમેં બાંધ્યો હૂં, અનેક દુઃખ-સુખકો સંસારમેં ભોગ કરત હૂં.





સો એસો જો મેં તાકુ કહું ઠીકાનો નહીં હે. તાકો શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પરમ દયા કરીકે અત્યંત દીન દયાલ હૈ જો મો પતિતકો શરણે લીયો હૈ. મહા દોષકી ખાનિમેં હૂં, જો મેં કહા પુષ્ટિમાર્ગકી શરણ જોગ્ય હૂં? મોકું તો નરકમેં ઠોર નહીં હે. તાતે મોકો શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને પરમકૃપા કરીકે શરણ લે કે અપને સર્વસ્વ પૂર્ણ પુરુષોત્તમસોં સંબંધ કરાયો હૈ. સો અબ મોકો યહ કર્તવ્ય હે-જોગ્ય હે જો દ્દઢ કરીકે શ્રીપુરુષોત્તમકે ચરણારવિંદમેં મન લગાયકે રહેનો. ઓર કોટિન કોટિ જુગને સંસારમેં ભ્રમત મહા દુઃખી ભયો હૂં. તાતે અબ સંસારમેંતે મન કાઢિકે પ્રભુનકે ચરણારવિંદમેં મન લગાયકે રહેનો. યા પ્રકાર અપને મનકું છિન છિનમેં સંભારે તબ દીનતા ભાવ ઉત્પન્ન હોય.

ઓર સબ વસ્તુમેં મુખ્ય ભગવદ્ ઈચ્છા જાને; ઓર ઉદ્યમ એસો કરે જામે અપનો ધર્મ ન જાય. ઓર યહ અપને મનમેં નિશ્ચય કરે ઓર શ્રીઠાકોરજીકો નામ લેકે અપનો ધર્મ હોય સો કરે. જામે અપનો ધર્મ જાય સો કરનો નહીં. ધર્મ ગયો તબ સબ ગયો ઓર સઘરે પદાર્થ કો નાશ ભયો. અપની ખરી મજુરીકો હોય સો શ્રીઠાકોરજીકો પ્રસન્નતાસો અંગીકાર કરે ઓર યહ નિશ્ચય નિરધાર કરીકે અપને ધર્મકી રક્ષા કરની.

ઓર શ્રીઠાકોરજીકો નામ લે કે કછુ વસ્તુ લાય કે શ્રીઠાકોરજીકો સમર્પની નહિ ઓર વામેંતે ખાનપાન કરે તો પાતકી હોય. તાકી સેવા વ્યવહાર રૂપ વ્હે જાય. ઓર શ્રીઠાકુરજી કે મિસ અપને ખાનપાન કે લીયે ધર્મ વેદી કે લાવે તો વાકો સઘરો ભગવદ્ ધર્મ નષ્ટ વ્હે જાય. વેસેઇ કીર્તન કરીકે દેહ નિર્વાહ કરે, ભગવદ્ ધર્મ પ્રગટ કર કે દેહ પોષે-નિર્વાહ કરે તથા ગ્રહકો પોષણ કરે તો તાકો કછુ ભગવદ્ ધર્મ ફલરૂપ ન હોય. ઓર સંસારમેં સંસારકિ રીતિ હોય તેસે ચલે, ઓર કાહુકો બુરો ન કરે ઓર લોગ સઘરે જાને જો યહ બડો સંસારી હે તબ ભગવદ્ ધર્મ બઢે જહાં દશ વૈષ્ણવ એતન્માર્ગીય (અપને સુજાતી) હોય તહાં ભગવદ્ વાર્તા-ચર્ચા કરે ઓર વૈષ્ણવકે આગે અપની બડાઇ તથા પુરુષાર્થ પ્રગટ ન કરે.

કુટુંબમેં-સંસારી આગે અપનો પુરુષાર્થ પ્રગટ ન કરે જો મેં કમાત હું, તાતે ગૃહસ્થ ધર્મ ચલત હે; એસો વિચારે જો પ્રભુ બડે દયાલ હે સબ પ્રકારસો મો સરીખે કો જો પાલન કરત હે, ઓર સઘરો કુટુંબ શ્રીઠાકુરજીકો દાસ હે, ઈનકે પીછે મોકો શ્રીઠાકુરજી પાલન કરત હે યા પ્રકાર વિચારે તબ ભક્તિ બઢે ઓર જ્ઞાનમાર્ગમેં સાધન કષ્ટ-ત્યાગ દ્દઢ હોય તબ ઉદ્ધાર હોય ઓર યા પુષ્ટિમાર્ગમેં યા પ્રકારસો ચલે તો ગૃહસ્થકો ઉદ્ધાર હોય. સંસાર કે ઉદ્ધારાર્થ યહ માર્ગ હે તામે ત્યાગ-વિવેક હોય તો કહા કહેનો ?

યહ જ્ઞાન તાદ્દશી ભગવદીય કે સંગતે હોય. યાકો દુસરો પ્રકાર નાહીં હે યા પ્રકાર શ્રીગોકુલનાથજી વૈષ્ણવકો શિક્ષા દીયે હેં. યા પ્રકારસો શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હેં. ઈતિ એકવીસમો પ્રસંગ. ૨૧

..ક્રમશઃ

।। ઈતિ શ્રીગોકુલનાથજીકૃત એકવીસમો વચનામૃત સંપૂર્ણમ્ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# સ્વરૂપનિષ્ઠા

## શ્રીગોકુલેશપ્રભુચરણના અંતરંગ ભગવદીયો

### ચતુરવિહારી

આ ચતુરવિહારી આગ્રાના વતની અને વૃન્દાવનદાસના કાકા હતા. ફતેપુર સિક્રી ખાતે અક્બર બાદશાહના દરબારમાં નોકરી કરતાં હતા. તેમનો જન્મ વિ.સં.૧૬૧૦ની આસપાસ થયો હતો. તેઓ શ્રીગુસાંઈજી પ્રભુચરણના સેવક હતાં. (જેઓ ૨૫૨ વૈ.વા. ૨૪૮) શ્રીગોકુલેશ પ્રભુની સમાન વયના હોવાથી, બાલ્યાવસ્થાની જ શ્રીગોકુલેશજીના સંગમાં રહેતા હતા.

ચતુરવિહારી ગુણીજનોમાં અગ્રગણ્ય અને એક રસિક ભક્ત કવિ પણ હતાં. કાવ્યશાસ્ત્રમાં નિપુણ હોવાથી, નિત્ય નવા નવા પદો રચી, શ્રીગોકુલેશજીને સંભળાવતા હતા. શ્રીગોકુલેશજી પણ તેમના પદ સાંભળીને રસભર્યા ભગવદ્‌ભાવમાં નિમગ્ન થઈ જતા હતા. જ્યારે ચતુરવિહારી આગ્રાથી શ્રીગોકુલ આવતા ત્યારે ગોવિંદસ્વામી અને શ્રીગોકુલેશ પ્રભુ સાથે એકાંતમાં સમગ્ર રાત્રિ શ્રીયમુનાજીના તટે અથવા મહાવનના ટીલા ઉપર અથવા તો શ્રીગોકુલેશ પ્રભુની શ્રીબેઠકજીમાં બેસીને નવા નવા પદોની રચના કરી શ્રીગોકુલેશજીને સંભળાવતા હતા. આમ ભગવદ્ ગુણગાનમાં જ બધો સમય વ્યતીત કરતા હતા.

એકવાર ચતુરવિહારી નવું પદ રચી, શ્રીગોકુલેશ પ્રભુને અર્પણ કરવા ઘોડા ઉપર બેસીને એક જ શ્વાસે દોડતા ફતેપુર સિક્રીથી શ્રીમદ્ ગોકલુ આવ્યા. ત્યારે શ્રીગોકુલેશ પ્રભુએ પૂછ્યુંઃ બાદશાહની રજા લઈને આવ્યા છો કે પછી તમારી ઈચ્છાથી સ્વયં આવ્યા છો ? ત્યારે ચતુરવિહારીએ વિનંતી કરીઃ કૃપાનાથ ! બાદશાહની આજ્ઞા વિના આવ્યો છું. મેં બે નવા પદ રચ્યાં છે, જે આપ કૃપાનાથને નિવેદન કરવા આવ્યો છું. આ સાંભળી શ્રીગોકુલેશજી અતિ પ્રસન્ન થયા અને આખી રાત્રિ ચતુરવિહારીના પદનો રસાસ્વાદ માણ્યો. શ્રીગોકુલેસ પ્રભુને પદ સંભળાવીને ચતુરવિહારી બે ઘડીમાં જ ઘોડા પર બેસીને આગ્રા પાછા ફર્યા.

ચતુરવિહારી શ્રીગોકુલેશજીના આવા સ્વરૂપાસક્ત અને અનન્ય ભાવવાળા ભગવદીયહતા. શ્રીગોકુલેશ પ્રભુ સ્વમુખે સદા તેમની પ્રશંસા કરતા અને આજ્ઞા કરતાં કે ચતુરવિહારીના પદ સમાન અન્ય કોઈના પદ નથી. તેમની પદરચનાનો પ્રકાર જ ન્યારો છે.

આ ચતુરવિહારીના હૃદયના ભાવનું વર્ણન થઈ શકે તેમ નથી.

...ક્રમશઃ

સંયોજનઃ- સ્વરૂપનિષ્ઠા પુસ્તક, પ્રકાશક ભાઈલાલભાઈ શેઠ.



